૫૯૯૫

# બાદશાહ અને બીરબલ

# ની વાર્તાઓ.

ભાગ ૮ મો. 1018

છપાવી પ્રસિદ્ધ કરનાર

સુવિચાર દર્શક મંડળી.

મુંબઈ.

પારસી પ્રિંટિંગ પ્રેસ.

સંવત્ ૧૯૫૧. સન ૧૮૯૫.



કીમત ૪ આના.

# સુવિચારદર્શક મંડળીનાં સરસ પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧ | અદ્દ્ભુત ચમત્કાર (વાર્તા) . . .. | ૦– ૪–૦ |
| ૨ | અફીણી એભલસિંહ (વાર્તા) . | ૦– ૩–૦ |
| ૩ | કવિવિડમ્બન શતક (મૂળસહિત ભાષાંતર) | ૦– ૨–૦ |
| ૪ | ગૂજરાતી વહેમ (પેટ ભરીને હસાવનાર) | ૦– ૧–૦ |
| ૫ | જમનાજીના ચાલિસ પદ (વૈષ્ણવો માટે) | ૦– ૨–૦ |
| ૬ | જોધપુરનો કર્ણસિંહ (વાર્તા) .. | ૦– ૪–૦ |
| ૭ | પાલીતાણાનો નગરશેઠ (વાર્તા) . | છપાય છે |
| ૮ | બાદશાહ અને બીરબલની વાર્તા દરેક છૂટા ભાગના .. . .. | ૦– ૨–૦ |
| ૯ | બાદશાહ બીરબલની ૬૫ વાર્તાના આખા ગ્રંથના . | ૧– ૦–૦ |
| ૧૦ | રાજા ભોજ અને કવિ કાલિદાસ (વાર્તા) દરેક ભાગ .. . . | ૦– ૨–૦ |
| ૧૧ | રામરક્ષા સ્તોત્ર (ભાષાંતર સાથે) . | ૦– ૦–૬ |
| ૧૨ | વૈરાગ્યશતક (પંડિત ગટૂલાલજીકૃત ભાષાંતર સાથે) . . | ૦– ૪–૦ |
| ૧૩ | શેકસપીઅર કથા સંગ્રહ (૧૦ વાર્તાનો સમુદાય) . | ૦–૧૨–૦ |
| ૧૪ | હરિશ્ચંદ્ર આખ્યાન (રત્નદાસકૃત | ૦– ૬–૦ |
| ૧૫ | હિંદીનાઇટ અથવા જેમોરાની ગુફા | ૧– ૪–૦ |

ઉપલા સર્વે પુસ્તકો પુસ્તક પ્રસારક મંડળીમાં મળશે.

---

શ્રી વેદ વ્યાસ વિરચિત ૧૮ મહા પુરાણમાંનું

## શિવપુરાણ

સંપૂર્ણ ગૂજરાતી ભાષાંતર

વેચનાર—રામદાસ કાશીદાસ મોદીની કુ૦

પુસ્તક પ્રસારક મંડળી–મુંબાઈ

# બાદશાહ અને બીરબલની વાર્તાઓ.



## ભાગ ૮ મો.

## વાર્તા ૮૩ મી

### મને ગમે તે તને આપુ.

-દિલ્હી શેહેરમા એક માણસ રહેતો હતો તે ઘણો કંજુસ હતો પોતાની પુંજી તરીકે ઝવેરાતો એકઠા કર્યા હતા અને તે બધા તેણે એક નાની સરખી પેટીમા બંધ કર્યા હતા આ પેટી એવી હતી કે, તેમા ઝવેરાતો છે એવો કોઇને વેહેમ પડે નહીં ભોગજોગે તે કંજુસના ઘરમા આગ લાગી મધરાત ગઇ હતી તેથી બધા લોકો ભર ઉંઘમા હતા તેથી આગ ઘણી ફેલાઇ ગઇ ત્યા સુધી તો કોઇને ખબર ન પડી આગના ભડકા જ્યારે બહાર નીકળવા લાગ્યા ત્યારેજ લોકોને ખબર પડી કંજુસ પણ પોતાનો જીવ બચાવવા માટે પહેરેલે કપડેજ ઉઠી નાઠો પોતાનો કાંઈ પણ સામાન બચાવી ન શકયો. પોતાની બધી માલમીલકત બળી જતી જોઈ પેલો તો માથુ કુટવા પડયો આ જોઇ એક લુવાર ત્યા ઉભો હતો તેણે પૂછ્યુ, "ભાઇ, તારા દેખાવ ઉપરથી તો તુ કંગાલ દેખાય છે તારૂ ઘર પણ તેવુજ જુનુ છે માટે તુ આટલો બધો શોક શા માટે કરેછે?"

પેલા કંજુસે કહ્યુ. "અરે ભલા માણસ, મેં મારા શરીરને જાતે દુ:ખ વેઠી પૈસો એકઠો કર્યો છે તે આમાં

બળી જાય છે તે જે કોઇ બચાવી લાવે તેને તે જે માગે તે આપુ "

આ સાભળી પેલા લુવારે પૂછ્યું, "તારો ખજાનો કેટલોક છે ?"

કજુસે જવાબ દીધો, "એક નાની પેટી જમણા હાથની ઓરડીમા છે, તેની અદર બે લાખ રૂપીઆની કીમતના ઝવેરાતો છે"

લુવારે કહ્યુ, "જો તારા ઝવેરાતો હુ બચાવી લાવુ તો તેમાથી મને ગમે તે તને આપુ બોલ કબૂલ છે ?'

પેલા કંજુસે તે કબૂલ કર્યું આ ઉપરથી પેલો લુવાર તો હીમત કરી બળતાની અદર ગુસ્યો અને થોડીવારની અંદર પેલી ઝવેરાતની પેટી લઈ સહીસલામત બહાર નીકળ્યો કજુસે આપેલી કબૂલાતના લુવારે બે સાક્ષીઓ રાખ્યા હતા તેમની સામેજ લુવારે પેટી ઉઘાડી અને તેની અંદર કીમતી હીરામોતીનો ચલકાત જોઇ લુવારની દાનત ફરી તેણે બધો ખજાનો પોતેજ રાખવાનો વિચાર કર્યો અને તેમ કરતા પેલી ખાલી પેટી પેલા કજુસને આપવા માડી બાગેલી ખાલી પેટી લઇને તે પેલો કજુસ શુ કરે ? તેણે પેલા લુવારના કાલાવાલા કર્યાં કે એમાનો અડધો ખજાનો મને આપ પણ પેલા લુવારની તેમ કરવાની દાનત ન હતી તેથી તેણે તો ખુલેખુલ્લો જવાબ દીધો કે, મને જે ગમશે તે તને આપીશ. આખરે પેલા કજુસે થોડા રૂપીઆજ માગ્યા પણ તેઓ આપવાની તેણે ના પાડી આ પ્રમાણે તેમની તકરાર ચાલતા ચાલતા સવાર પડી, પણ લુવારે તો ચોખી ના પાડી કે, હુ તો મારી કબૂલાત પ્રમાણેજ ચાલીશ. પેલા કજુસે જ્યારે જોયું કે, કાઇ વળવાનુ નથી ત્યારે બાદશાહ આગલ અરજી આપી. બાદશાહે અરજી વાચી બી-

રબલને હુકમ કર્યો કે આનો નીકાલ કરી નાખ પોતાને હુકમ મલતાજ બીરબલે પેલા કન્જુસ તથા લુવાર બેઉને પોતાની પાસે બોલાવી મગાવ્યા બેઉને મોઢે તેમની હકીકત સાભળી લઈ લખી લીધી અને તેની ઉપર બેઉ જણાની સહી લઈ કહ્યુ, "આ લખેલુ તમારે કબૂલ છે કે કેમ ?" બેઉએ હા પાડવાથી બીરબલ બોલ્યો, "અલ્યા લુવાર, તને આમાનુ શુ ગમેછે ?"

લુવારે જવાબ દીધો, "મહારાજ, મને તો આ ઝવેરાતો ગમે છે"

બીરબલે કહ્યુ, "તો ઠીક છે, આ બધા ઝવેરાતો તુ આ માણુસને આપી દે અને આ ખાલી પેટી તુ લઈ લે"

લુવાર બોલ્યો, "પણ સાહેબ, મારી કબૂલાત પ્રમાણે કયા છે ?"

બીરબલે કહ્યુ, "તારી કબૂલાત ચોખી છે કે, 'તને ગમે તે તારે આપવુ' તને ઝવેરાતો ગમે છે માટે એ તેને આપ આ ખાલી પેટી તુ લઈજા"

આમ કહી તેનાજ શબ્દો પ્રમાણે લુવારને ગમતી ચીજ કન્જુસને અપાવી લુવારને ખાલી પેટી આપી સાથી કાઢી મૂકયો

---

## વાર્તા ૮૪ મી.

### લ્યોની ખોટ કરવું.

એક દિવસે બીરબલ દરબારમા બેઠો હતો તે વખતે દેવસિગ નામના એક વેપારીએ આવી અરજી આપી અરજી વાચી રહી બીરબલે કહ્યુ, "તારી હકીકત તારે મોઢે બધી કહી જા"

દેવસિગે કહ્યુ, "મહારાજ, હું વેપારી છું બંગાલા પ્રાતમાથી કેટલોક માલ એક વહાણુમા ભરી હું ગઇ કાલે લઇ આવ્યો છુ માલમા બધો તેજાનો અને સુકો મેવો છે અત્રે આવતા મે મારો માલ ઉતારવા માડયો તો વહાણનો નાખુદા ગળે પડવા લાગ્યો કે, માલ તો બધો તેનો પોતાનો છે મારી પાસે તેને આપેલા માલના નૂરની પહોચ પણ નથી બધો માલ પાચ હજારનો છે, હુ ગરીબ માણુસ માર્યો જઇશ"

બધી વાત સાભળી લીધા પછી બીરબલે પેલા વહાણના નાખુદાને બોલાવી મગાવી દેવસિગની હકીકત પૂછી પેલા નાખુદાએ કહ્યુ, "મહારાજ, દેવસિગ મારા વહાણુમા બેસી આવ્યો એ વાત ખરી, પણ જે માલ વિષે એ વાત કરેછે તે વાત તદન જુઠી છે એ માલ તો મારો છે અત્રે આવી ઉતરતાજ દેવસિગ મારે ગળે પડવા લાગ્યો"

બીરબલે બેઉને કેટલાક આડા અવળા સવાલો પુછ્યા પણ કાઇ સાર નીકળી ન શકયો, તેથી બીરબલે બન્ને જણાને બીજે દિને આવવાનુ કહી ત્યાથી રવાના કર્યા પછી એક મોટા વેપારીને બીરબલે બોલાવી મગાવીને કહ્યુ, "આજ રોજ આપને જરા મેહેનત આપવી છે આપણા શહેરમા એક વહાણુમા કેટલોક મસાલો અને મેવો આવ્યો છે તેનો સોદો કરવા જવાનો વિચાર છે તમે શેઠ થજો અને મને તમારો મુનીમ કરજો આપણે એ માલ ખોટથી માગવો છે"

પેલો વેપારી સમજી ગયો કે, આમ કરવામા બીરબલની કાંઇ મતલબ છે તેથી કબૂલ થયો બીરબલે પોતાનો દરબારી પોશાક ઉતારી નાખી સાધારણ પોશાક

પહેરી લીધો અને વેપારીનો મુનીમ બની પહેલા તો નાખુદા ઉતારે ગયો

નાખુદાએ સનમાનથી બેઉને બેસાડયા પછી વેપારી બોલ્યો, "મારા સાભળવામા આવ્યુ છે કે, તમે વેપારના બરનો થોડો માલ લાવ્યા છો તે અત્રે વેચવાની મરજી છે કે કેમ?"

નાખુદાએ કહ્યુ, "હા, મારો વિચાર તે અત્રેજ વેચી નાખવાનો છે."

મુનીમરૂપી બીરબલ બોલ્યો, "શુ શુ માલ છે?"

નાખુદાએ કહ્યુ, "તજ, એલચી, જાવત્રી, જાયફળ, બદામ, પીસ્તા વગેરે તમામ જાતનો મસાલો અને મેવો છે"

વેપારી બોલ્યો, "આ જાતના મસાલા અને મેવાનો ભાવ તો હાલ અત્રે ઘણોજ ઓછો છે જેના ઘરમા છે તેને પણ ખોટ કરી કાઢી નાખવો પડે છે આ જાતનો માલ મારી વખારમા પણ ઘણોજ ભર્યો છે માટે વાજબી કીમતે આપશો તો વળી રાખી લઇશુ અહીંથી વળી બીજે દેશ મોકલાવીશુ તમારો મુદ્દલ કેટલાનો છે?"

નાખુદા બોલ્યો, "શેઠ, મારો માલ પાચ હજારનો છે હુ મારો નફો તથા વહાણનુ નૂર મૂકી દઉ તો પાચ હજારે આપી દઈશ"

વેપારી બોલ્યો, "તમારેથી આ માલ અત્રે વેચાશે નહીં એના તો રૂપીએ બાર આના અત્રે માડ માડ આવે છે તેમ છતા તમારી મરજી રૂપીઆને બાર આને આપવાની હોય તો પોણા ચાર હજાર રૂપીઆ રોકડા ગણી લ્યો"

નાખુદા વિચારમા પડી બોલ્યો, "જો એ માલનો ભાવજ ઘટી ગયો હોય તો પછી મારે રાખી મૂકી શુ કરવુ છે? હુ એ ભાવે આપી"

મુનીમ બોલ્યો, "પણ શેઠ, આપણે ત્યાં આટલો માલ ભર્યો છે છતા વધારે લઈ શુ કરશો? વળી આપણે માલનો નમુનો પણ જોયો નથી"

નાખુદાએ કહ્યુ, "નમુનો જોવો હોય તો હુ બતાવુ"

આમ કહી નાખુદાએ નમુનો બતાવ્યો નમુનો જોઈ મુનીમ બોલ્યો, 'શેઠ, આ તો બધો માલ ભીજી ગયાના જેવો દેખાય છે આપણે પાછા પૈસા ઉત્પન્ન કરવા છે આ તો ત્રણ હજારમા આપે તો ટકો રૂપીઆના દશ આના પણ કદી નહી થાય'

શેઠે આ વાતને ટેકો આપ્યો નાખુદાએ જોયુ કે, બજાર ભાવ મોટો છે છતા માલ ભીજી ગયો હશે માટે જોઈએ તો ઠીક પડે તેમ હોય તો વધારૂ આમ ધારી તે બોલ્યો "જુઓ શેઠ, માલ જરા ભીજી ગયો છે ખરો પણ નાણા ત્રણ હજાર રૂપીઆ આપજો ત્રણ હજારે આપ-ન. તો મને ઘણી નુકશાની જાય છે"

પણ શેઠ મુનીમે ના પાડવાથી આખરે નાખુદા તો ત્રણ હજારે પણ આપવા કબૂલ થયો આ જોઇ મુનીમે કહ્યુ "શેઠ, હાલ તો સાંજ પડી છે, આવતી કાલે માલ તપાસી લઇ આપણા હસ્તકમા લઇશુ હાલ તો ચાલો"

બીજે દિવસે માલ લેવા આવવા કબુલાત આપી તેઓ દેવસિંગ વેપારીને ત્યા આવ્યા દેવસિંગે વેપારી જાણી સારી રીતે સન્માનપૂર્વક બેસાડયા પછી વેપારીએ દેવસિંગને પૂછ્યુ, "મે સાભલ્યુ છે કે, તમે તેજાનો ભરી આવ્યા છો એ વાત ખરી કે?"

દેવસિંગે જવાબ દીધો, "હા, થોડો ઘણો તેજાનો છે ખરો"

મુનીમ બોલ્યો, "અત્રે વેચવો છે કે કેમ?"

દેવસિંગ બોલ્યો, "જો પુરો ભાવ આવશે તો અત્રે વેચીશ નહીં તો પછી બીજા દેશાવર ઘણા પડયા છે"

મુનીમે કહ્યું, "શો શો માલ છે અને કેટલાની કીમતનો છે"

દેવસિંહે જવાબ આપ્યો, "એલચી, જાયફળ, જાવત્રી, તમાલપત્ર વગેરે તેજાનો છે અને બદામ પીસ્તા વગેરે સુકો મેવો છે માલ બધો પાચ હજારનો છે'

વેપારીએ કહ્યુ, "હાલ અત્રે એ જાતના માલનો ભાવ ઓછો થઈ ગયો છે, માટે તમારા મુદલમા કેટલી ખોટ ખાશો તે કહો"

દેવસિંગે કહ્યુ, "ખોટ ખાય દુશમન' હુ તો મારે પાચ હજાર મુદત ઉપર પાચશો રૂપીઆ નફાના લઈશ જેને ફાવે તે લે"

મુનીમે કહ્યુ, "નમુનો તો બનાવો"

દેવસિંગે નમુનો બતાવ્યો તે જોઈ વેપારી બોલ્યો, "ઠીક, જો તમારે વેચવાની મરજીજ હોય તો હુ પાચ હજાર રૂપીઆમા બશો રૂપીએ ઓછે લઇશ"

દેવસિંગ બોલ્યો, "ભાઈ, મારે અત્રે એ માલ વેચવો નથી હુ બીજે દેશ જઇને વેચીશ"

મુનીમ બોલ્યો, "જો તમારી એમજ મરજી હોય તો હવે અમે પુરેપુરા પાચ હજાર આપીશુ છે મરજી ?"

દેવસિંગ બોલ્યો, "ના ભાઇ, ના, મારે એવો વેપાર કરવાની મરજી નથી હુ નફા સિવાય વેપાર કરતો નથી"

મુનીમ બોલ્યો, "ઠીક, ત્યારે, એમ કરો કે, પાંચ હજાર ઉપર એકશો રૂપીઆ નફાના લેજો. ચાલો હવે વધારે આનાકાની ન કરો"

પણ દેવસિંગે કેમે કરતાં માન્યુ નહીં આખરે વેપારીએ પાચ હજાર પાચશે રૂપીઆ કબૂલ કરી બીજે દિને માલ લેવા આવવા કબૂલાત આપી. પછી બેઉ જણુ ત્યાથી ચાલી નીકલ્યા બીરબલે ઘેર આવી મુનીમના કપડા ઉતારી નાખ્યા.

બીજે દિવસે પ્રભાત થતા કચેરી ભરાઇ તે વખતે દેવસિંગ તથા નાખુદા બેઉ જણા આવીને ઉભા રહ્યા બીરબલે પેલા વેપારીને પણુ બોલાવી મગાવ્યો હતો સાક્ષી પુરાવા તૈયાર રાખ્યા પછી બીરબલે નાખુદાને પૂછ્યુ, "કેમ નાખુદા, તારા વહાણુમા ભરેલો માલ કોનોછે?"

નાખુદાએ જવાબ દીધો, "મહારાજ, એ મારો પોતાનો છે ઘણા દેશોમાથી મે મારો માલ લીધો છે.

બીરબલે કહ્યુ, "તારી પાસે કાંઈ પુરાવો છે?"

નાખુદા બોલ્યો, "સાહેબ, મારા માલનો પુરાવો તે શો હોય? હુ પોતે માલેક છુ એટલે મારે પુરાવો સાથે રાખવાની શી જરૂર છે"

પછી બીરબલે પૂછ્યુ, "દેવસિંગ વેપારી, આ નાખુદાના વહાણુમાં ભરેલો માલ કોનો છે?"

દેવસિંગ હાથ જોડી નમ્રતાથી બોલ્યો, "મહારાજ, એ માલ મારો છે

બીરબલે પૂછ્યુ, "તારી પાસે કાંઈ સાક્ષી પુરાવો છે?"

દેવસિંગે જવાબ આપ્યો, "નહીં સાહેબ, મારી પાસે સાક્ષી પુરાવો કાંઈ નથી"

પછી બીરબલે વહાણુના ખલાસીઓને પૂછ્યુ તો તેમણે પણુ જવાબ દીધો કે, એ માલ તો નાખુદા સાહેબનો છે.

બીરબલના મનમા ખાત્રી થઈ કે, આ ખલાસીઓને પણ નાખુદાએ પૈસાની લાલચ આપી શીખવી મૂક્યા છે ફીકર નહીં

પછી ગુસ્સે થઈ નાખુદા સામે જોઈ બીરબલ બોલ્યો, "અરે લુચ્ચા નાખુદા, તેં આ દેવસિગ વેપારીનો માલ લુચ્ચાઈથી ખાઇ જવાની દાનત રાખી છે જો તારો પોતાનોજ માલ હતે તો આ અત્રેના વેપારીને પાણીને મૂલે તુ આપી દેવા તૈયાર થાત નહીં વળી તારા આ ખલાસીઓ પણ શીખવી મૂકેલા છે. પાચ હજારના માલના ત્રણ હજાર રૂપીઆ લઈ તે વેચવા સારૂ કર્યું એટલા ઉપરથીજ જણાય છે કે, તારો માલ નથી દેવસિગ વેપારી તો પાચ હજાર ઉપર પાંચશો રૂપીઆ નફો માગે છે તેમા તે કાંઈ પણ ઓછું લેવા ના પાડે છે માટે મારી તો ખાત્રી છે કે, તુ જુઠો છે અને તારા ખલાસીઓએ જુઠી સાક્ષી પુરી છે સીપાઇઓ, આ જુઠા ખલાસીઓને બાધીને મારો એટલે બધું ખુલ્લુ થઈ જશે."

બીરબલનું બોલવુ સાભળીને નાખુદાનો ચહેરો ઉતરી ગયો પેલા ખલાસીઓ પગે પડીને બોલ્યા, "સાહેબ, અમને મારશો નહીં અમે સાચુ બોલીએ છીએ વહાણનો માલ બધો દેવસિગ વેપારીનો છે અને નાખુદાએ પચીશ પચીશ રૂપીઆ આપવા કહ્યા હતા તેથી અમે તેના શીખવ્યા મુજબ સાક્ષી આપી અમારો કાંઈ અપરાધ નથી"

પછી બીરબલે દેવસિંગનો બધો માલ તેને હવાલે કરાવી, નાખુદાને એક વરસ કેદમા મોકલ્યો અને તેના જુઠી સાક્ષી આપનાર ખલાસીઓને પદર પદર દિવસ કેદખાનુ દેખાડયું કે જેથી બીજી વખત જુઠી સાક્ષી પુરવા હીમત ન થાય.

આવી રીતે પોતાની ચતુરાઇથી બીરબલે ખરા મા-
લેકને તેનો માલ મેળવી આપ્યો

## વાર્તા ૮૫ મી

### પારસમણિનો સ્પર્શ.

એક દિવસે બાદશાહ અને બીરબલ બેઉ જણ ઘોડે બેશી ફરવા નીકળ્યા ફરતા ફરતા બાદશાહની નજર એક વૃદ્ધ સ્ત્રી ઉપર પડી તે ડોશી એક તરવાર વેચવા વાસ્તે એક બાજુ ઉભી હતી બાદશાહે કોઇને મોઢે એવુ સાભળ્યુ હતુ કે, 'જુના વૃદ્ધ માણસોમાના કોઇ કોઇની આગલ ચમત્કારીક નવાઈ જેવી ચીજો અને હથિયારો હોય છે' આ વાત હાલ બાદશાહને યાદ આવી ગઈ આ ઉપરથી તેણે પોતાનો ઘોડો ફેરવીને તે વૃદ્ધ સ્ત્રીની પાસે લીધો બીરબલ પણ તેની સાથે આવ્યો બાદશાહે તેની પાસે જતાજ પૂછ્યુ, "અરે બાઇ, આ તરવાર હાથમા લઇને તુ આ બજારમા શા માટે ઉભી છે?"

પેલી ડોસીએ બાદશાહને ઓળખીને કહ્યુ, 'ખુદાવિંદ, હુ ગરીબ માણસ છુ તેથી આ ઘરમા પડી રહેલી તરવાર વેચી નાખવા માટે અત્રે લઇને ઉભી છુ"

બાદશાહે કહ્યુ, "જોઉ, એ તરવાર કેવી છે"

ડોસીએ તરવાર બાદશાહના હાથમા આપી બાદશાહે મ્યાનમાથી કાઢીને જોઇ તો આખી કીટાઇ ગયલી અને ધાર પણ કેટલેક ઠેકાણેથી ભાગી ગયલી જે આશા રાખીને બાદશાહ આવ્યો હતો તેમા નિરાશ થયો તેણે તરવાર પાછી આપી દીધી. ડોસીએ તરવાર હાથમા આવતાજ તેને ફેરવીને જોવા માંડી એક માણસ જેમ પોતાની ચીજ બદલાઈ ગઈ હોય તેને વેહેમથી જે-

તો હોય તેમ આ ડોસીને જોતા જોઇ બાદશાહે પૂછ્યું, "કેમ ડોસી, શાનો વેહેમ પડયો? તારી તરવાર બદલાઇ તો નથી ગઇની?"

આ સાભળી ડોસી નમ્રતાથી બોલી, "નહીં ખુદાવિદ, આ એવી તે કેવી કીમતી વસ્તુ છે જે બદલાઇ જાય! તે વિષે તો મારા મનમા બીલકુલ વેહેમ નથી પણ હુ તો બીજાજ વિચારથી આ જોઉછુ.'

બાદશાહે પૂછ્યુ, "બીજો તે વળી ગો વિચાર પડયો?"

ડોસી બોલી, "ખુદાવિદ મને એક નવાઇ લાગી તેથી જોવા લાગી તે નવાઇ એવી કે, આ લોઢાની તરવાર આપ સરખા પારસમણિ પાસે જઇને પાછી મારા હાથમા આવી તોપણ આવીજ રહી લોકો કહે છે કે, પારસમણિને લોઢુ અડકતાજ સોનુ થઇ જાય છે તો આ તરવાર તો આવીજ રહી તેથી આ લોઢાના કમનશીબ કે મારા' આ વિચારથી મે એને ફેરવીને જોઇ અને તે વખતે મારા મનમા ઉપરો વિચાર ઉત્પન્ન થયો '

આ સાભળીતાજ બાદશાહના દીલમા કાઇ કાઇ વિચારો થયા પણ તે વખતે હાથી દઇને પેલી ડોસીને તરવાર બરાબર સોનુ આપી તરવાર લીધી આ ઉપરથી તે ડોસી બાદશાહને મનમા હજારો આશિર્વાદો આપતી પોતાને ઘેર ચાલતી થઇ બીરબલ પણ બાદશાહની ઉદારતા જોઇ આનદ પામ્યો

---

## વાર્તા ૮૬ મી.

### બળદનુ દૂધ.

એક દિવસે બાદશાહ અને બીરબલ આનદની વાતો કરતા હતા. થોડીવાર થઇને પોતાને જવાની વેળા

થઇ તે વખતે બીરબલે જવાની રજા માગી બાદશાહે રજા આપવાથી તે જવા ઉઠયો એટલે બાદશાહે તેને અ-ટકાવીને કહ્યુ, "હા, ખરેખર, બીરબલ તને એક વાત કહેવી રહી જાય છે એક હકીમ કાંઈ દવા બનાવેછે તેને તેમા નાખવાને બળદનુ દૂધ જોઇએ છે આ દૂધ તુ થો-ડા દિવસમા મેળવી આપ"

બીરબલ સમજ્યો કે, બાદશાહ બનાવે છે પણ ફી-કર નહીં, જોઇ લઇશું એટલે હાથ જોડી બોલ્યો, "ખા-વિંદ, આઠ દિવસમા બળદનું દૂધ મેળવવા તજવીજ કરીશ"

બાદશાહે કહ્યુ, "બીરબલ, બે દિવસ વધારે ઓછા થાય તો ફીકર નહીં પણ મેળવજે તો જરૂરજ"

બીરબલ, 'બહુ સારૂ ખાવિંદ' કહીને ચાલતો થયો.

આ વખતે બીરબલ શી યુક્તિ કરે છે તે જાણવાને બાદશાહ અધીરો બન્યો.

બાદશાહ આગળથી ઉઠી બીરબલ પાધરો ઘેર આ-વ્યો ત્યા એકાતમા બેશી વિચાર કરવા લાગ્યો કે, આ વખત શી યુક્તિ કરવી, કે જેથી બાદશાહનુ મન સતોષ પામે બળદનુ તે દૂધ નીકળે ?

તેને વિચાર કરતે થોડીવાર થઇ એટલે તેની મોટી પુત્રી તેને જમવા વાસ્તે બોલાવવા આવી પણ પોતાના બાપનુ ચિંતાતુર મોઢું જોઇને તે ઉભી રહી થોડીવાર પછી તે બોલી, "પિતાજી, આજ તે શા વિચારમા પ-ડયા છો ?"

બીરબલ પોતાની આ પુત્રીની ચતુરાઇ તો જાણતો હતો પણ આ કામ તેનાથી બનશે એમ તેની ખાત્રી ન હતી તેથી પ્રથમ તેણ-તેને કહેતા આનાકાની કરી પણ પછીથી બાદશાહની આજ્ઞા કહી સંભળાવી બીરબલનુ બો-લવુ પુરૂ થતાજ તે બોલી, "પિતાજી, આમા તમે ચિંતા-

તુર શા માટે થાઓ છો? આઠ દિવસની અંદરજ બાદ શાહને બળદનું દૂધ હું પહોંચતું કરીશ તમે મનમાં જરાપણ ચિંતા ન રાખો"

આ સાંભળી બીરબલ આનંદ પામ્યો. ત્રણ ચાર દિવસ જવા દઈ બીરબલની આ ચતુર પુત્રીએ મેલા કપડા એકઠા કર્યાં અને તેની ગાસડી બાંધીને તૈયાર કરી મધરાત થઇ ગયા પછી તે છોકરી કપડાની ગાસડી ઉંચકીને નદી કિનારે ગઇ બાદશાહનો મેહેલ કિનારા ઉપરજ હતો ત્યાં જઇ મહેલની સામેજ કપડા ધોવા લાગી અને મોટે અવાજે કપડા પછાડી મોઢેથી શબ્દ કરવા લાગી ઉપર પ્રમાણે કપડા ધોવાનો અને 'છીંયો છીંયો' કરી મોઢેથી શબ્દ કરવાનો અવાજ એટલો તો મોટો થયો કે, બાદશાહ પોતાની મીઠી નિદ્રામાંથી જાગી ઉઠયો જાગી ઉઠતાંજ તેણે સીપાઇઓને હુકમ કર્યો કે, મધરાત થઇ ગઇ છે છતાં આવો કોણ ધોબી છે કે, મારા મહેલ સામે આવી, આવી રીતે ગડબડ કરી કપડા ધોવાવાની હીમત કરેછે જાઓ, જે કોઇ હોય તેને પકડી લાવો.

બાદશાહનો હુકમ થતા વેતજ ત્રણ ચાર સીપાઇઓ દોડયા કિનારા ઉપર આવી જુએ છે તો એક છોકરીને ગડબડ કરતી કપડા ધોતી દીઠી આવી જુવાન અને સુંદર છોકરીને મધરાત થઈ ગયા પછી એકલી કપડા ધોતી જોઇ સીપાઇઓ આશ્ચર્ય પામ્યા છોકરીએ તો જાણે સીપાઇઓને જોયાજ ન હોય તેમ કપડા ધોવા ચાલુ રાખ્યા સીપાઇઓએ પાસે આવી બૂમ પાડી, "અરે, છોકરી, તું કોણ છે? આ વખતે શા માટે કપડા ધુએ છે? ચાલ, તને બાદશાહ બોલાવે છે!"

છોકરી તો તૈયારજ હતી. પણ જરા આનાકાની ક-

રીને બોલી, "મને શા માટે હેરાણુ કરોછો મને મારે રસ્તે જવા દો" પણ સીપાઇઓને ખાસ હુકમજ હતો તેથી તેમણે કહ્યુ, "હવે કઈ જવાવાનુ નથી ગુપચુપ ચાલી આવે છે કે, જોર જુલમથી પકડી જઇએ" છોકરી હાથમાનુ કપડુ નીચે મૂકી દઇને તેમની સાથે મહેલમા આવી બાદશાહને બેઠેલો જોઇ છોકરીએ નમીને સલામ કીધી બાદશાહનો ચહેરો ક્રોધથી લાલચોળ થઇ ગયો હતો તેણે છોકરીને જોતાજ બૂમ પાડી, "કમબખત છોકરી, તુ કોણ છે? શા માટે આ પ્રમાણે મધરાત પછી તુ આ ઠેકાણે કપડા ધોવા આવી છે?"

બાદશાહ આ પ્રમાણે બોલ્યો તેથી જાણે પોતે ગભરાઇ ગઇ હોય એવો દેખાવ કરીને તે બોલી, "ખુદાવિદ, ખુદાવિદ, હુ તો–"

બાદશાહે તેને ગભરાઇ ગયલી જોઇને વધારે ગભરાવા કહ્યુ, "તુ ગભરાય છે કેમ? જે હોય તે બોલી દે, નહીં તો તારી કમબખતી આવેલી સમજજે"

છોકરીએ જોયુ કે, બાદશાહને હવે હીમતથી જવાબ આપવો. તેથી બોલી, "ખુદાવિદ, મને જ્યારે ઘણુ જ અગત્યનું કામ પડયુ ત્યારેજ અત્રે ધોવા આવી"

બાદશાહે પૂછ્યુ, "એવું તે કયુ કામ પડયુ છે?"

છોકરી બોલી, "ખુદાવિદ, મારા બાપને પુત્ર પ્રસવ્યો છે તેથી તેને બલોતીઆની ગરજ પડી છે. તેથી ઘરમાના આ મેલા લુગડા ધોવા આવી છુ"

બાદશાહ આ નવાઇ જેવુ બોલવુ સાભળી આશ્ચર્ય પામીને બોલ્યો, "અરે છોકરી, તુ તે ઘેલી થઇ ગઇ છે કે કેમ? પુરુષને તે વળી પુત્ર જન્મે? આવી વાત તે કદી બની સાભળી છે? ન ભૂતો ન ભવિષ્યતિ જેવી વાત તુ કહેછે તે શુ?"

છોકરીએ ધીમે રહીને જવાબ દીધો, "સાહેબ, જો પુરુષને પુત્ર ન પ્રસવે તો પછી બળદનું દૂધ તે મળે ?"

પોતે બીરબલને કરેલો હુકમ હવેજ બાદશાહને યાદ આવ્યો તેણે કહ્યું, "તું કોણ બીરબલની પુત્રી ?"

છોકરીએ કહ્યું, "હા, ખુદાવિંદ"

બાદશાહ બોલ્યો, "વાહ, છોકરી વાહ, તું ઘણીજ હુશિઆર છે મને બળદનું દૂધ તે આપ્યું ખરૂં"

આમ કહી પોતાના ગળામાંથી કીમતી હાર અને આંગળીએથી વીંટી ઉતારી તે છોકરીને આપ્યા અને મ્યાનામાં બેશાડી તેને રવાના કીધી છોકરીએ ઘેર આવી બધી વાત કહી બીરબલ તે સાંભળી ખુશી થયો બીજે દિને બાદશાહે બીરબલ પાસે બધી વાત કહી તેની છોકરીની ચતુરાઇની સ્તુતિ કરી એક કીંમતી સરપાવ તેને મોકલી આપ્યો

---

## વાર્તા ૮૭ મી.

### હમકો બમ્મન કરદે.

એક દિવસે સાંજના બાદશાહ અને બીરબલ ઘોડા ઉપર બેશી ફરવા નીકળ્યા. ફરતા ફરતા યમુનાકિનારે આવી પહોંચ્યા સંધ્યાકાળ થયલો હોવાથી કેટલાક બ્રાહ્મણો નાહી ધોઇને અને કેટલાક મોઢું ધોઇને સંધ્યા કરવા મંડયા હતા બીરબલ પણ ઘોડો ઉભો રાખી ત્યાં ઉતર્યો અને હાથ મોઢું ધોઇ ત્યાં સંધ્યા કરવા બેઠો બાદશાહે ઉભે ઉભે જોયા કર્યું સંધ્યા કરી બીરબલ પાછો ઘોડે બેઠો અને બાદશાહ સાથે આગળ ચાલ્યો રસ્તામાં ચાલતા બાદશાહે કહ્યું, "બીરબલ, મને સંધ્યા કરતા શીખવ."

બીરબલે ઉત્તર દીધો, "ખુદાવિંદ, સંધ્યા તો બ્રાહ્મણ ક્ષત્રિયથીજ થાય"

બાદશાહે કહ્યું, "તબતો બીરબલ, હમકો બ્રમ્હમન કરદે"

બીરબલે હાથ જોડી કહ્યું, "સાહેબ, એક દેહમાથી બીજી દેહ કદી થઇ છે?"

બાદશાહે કહ્યું, "કોઈ પણ ઉપાય કર કે, જેથી હુ બ્રાહ્મણ થાઉ"

બીરબલે જાણ્યુ કે, બાદશાહ એમ માનવાનો નથી માટે કોઇ હીકમત કરવી, તેથી બોલ્યો, "ખુદાવિંદ, થોડા દિવસમા એ વિષે તજવીજ કરીશ"

ઉપર મુજબ વાતચીત થયા પછી બીજી વાતો ચાલી થોડા દિવસ પછી બીરબલે બે ત્રણ કુંભારોને બોલાવી કહ્યું, "આવતી કાલે સાજના એક ગધેડાને લઇને તમે જમના નદીમા નવરાવા લઇ જજો, અને તેને ખુબ ઘસીને નવરાવજો પછી હુ અને બાદશાહ જ્યારે આવીને પૂછીએ કે, આ શુ કરોછો? ત્યારે જવાબ આપજો કે, સાહેબ, આ ગધામાથી ઘોડો બનાવીએ છીએ"

કુંભારો તો બહુ સારૂ કહીને ચાલતા થયા બીજે દિને સાજના એક ગધેડાને લઇને તેઓ જમના કિનારે આવ્યા અને ત્યા પાણીમા તેને ઉભો રાખી ખુબ ઘસીને ધોવા લાગ્યા વખત થતાંજ બાદશાહને લઇને બીરબલ ફરવા નીકળ્યો. જ્યા કુંભારો ગધેડાને નવરાવતા હતા ત્યા બીરબલ બાદશાહને ફેરવતો ફેરવતો લઇ ગયો બાદશાહે પેલા ગધેડાને ખુબ ઘસીને નવરાવતો જોઇ તેનુ કારણ પૂછ્યુ તેના જવાબમા કુંભારોએ નમ્રતાથી હાથ જોડીને કહ્યું, "ખાવિંદ, આ ગધામાથી ઘોડો બનાવીએ છીએ"

બાદશાહે હસીને પૂછ્યું, "બીરબલ, આ લોકો મૂર્ખ છે કે શું ? ગધાનો ઘોડો તે થઇ શકે ?"

બીરબલે ટુચકો મૂક્યો, "ખાવિંદ, ગધાનો ઘોડો થઇ ન શકે તો પછી મુસલમાનનો બ્રાહ્મણ ક્ષત્રિય કેમ થઇ શકે ?"

બાદશાહે કહ્યુ, "એ પણ ખરી વાત"

પછી બીરબલે કહ્યુ, "ખાવિંદ, પારકા ધર્મમા શ્રીમંત થવા કરતા પોતાના ધર્મમા ગરીબ રહેવુ વધારે સારૂ છે ધર્મ ત્યાગ કરતા શરીર ત્યાગ (મરણ) વધારે ઉત્તમ છે"

બીરબલની આવી ચતુરાઇ જોઇ બાદશાહ આનંદ પામ્યો

## વાર્તા ૮૮ મી.

### મારી જમીન ઉપર પગ ન મૂકવો.

એક દિવસે ખાલી દરબાર ભરાઇ હતી ગામ ગપ ચાલતી હતી તે વખતે બાદશાહને પોતાની માનીતી રાણીનુ બોલાવણુ આવ્યું. બાદશાહે "આવુ છુ' જવાબ આપ્યો પણ તુરતજ બીજુ બોલાવણુ આવ્યુ કે, જરૂરનુ કામ છે તેથી જલદીથી આવી જાઓ. કાઇ અગત્યનુ કામ હશે જાણી બાદશાહ ઉતાવલથી ઉઠયો, પણ ઉઠતા વેતજ સેલાની આટી આવી, અને બાદશાહ પડી ગયો. બધા દરબારી 'ખમા ખમા' કરતા ઉઠી ઉભા થયા. બીરબલ પણ તેમની સાથે ખમા બોલતો ઉભો તો થયો પણ તે સાથે હસતો હસતો ઉભો થયો. પોતે પડી ગયો તેથી બીરબલને આ પ્રમાણે હસતો જોઇ બાદશાહ ગુસ્સે થયો. ક્રોધમા ને ક્રોધમા તેણે હુકમ કર્યો,

"બીરબલ, તારે આજથી મારી જમીન ઉપર પગ ન મૂકવો જો તને મારા રાજ્યની જમીન ઉપર દેખીશ તો ગરદન મારીશ "

આ સાભળી બીરબલ સલામ બજાવી ચાલતો થયો બીરબલના શત્રુઓ આનદ પામ્યા કે, હાસ, હવે પાછો નહીં આવે

ઉપલી વાતને થોડો વખત થતાંજ બાદશાહનો ક્રોધ સમી ગયો ઉપલી વાતને પદર દિવસ ગુજરી ગયા આટલા અરસામા બીરબલની બાદશાહને વારંવાર ગરજ પડવા લાગી આ પ્રમાણે એક મહિનો થયો, બે મહિના થયા, એમ કરતા છ માસ નીકળી ગયા. બાદશાહના મનમા વારવાર એમ આવ્યા કરે કે, એવી યુક્તિ સુઝે કે, બીરબલને પાછો બોલાવુ. પણ કોઇ યુક્તિ ધ્યાનમા ન આવે

એક દિવસે બાદશાહ મેહેલના ઝરૂખામા ઉભો હતો તે વખતે તેની નજર દૂરથી આવતી એક ગાડી ઉપર પડી બાદશાહ આખ ઉઘાડી જુએ છે તો તે ગાડીમા બીરબલ બેઠો હતો બીરબલને જોઇ બાદશાહ ખુશી તો થયો પણ તે ખુશી ઢાકી દઇ ક્રોધ દેખાડીને બીરબલની ગાડી એકદમ ઉભી રખાવી બીરબલે બાદશાહને જોઇ સલામ કીધી. બાદશાહે કહ્યુ, "કેમ બીરબલ, તુ મારા રાજ્યમા ફરે છે? તે છતાં વળી મારા મેહેલ આગલ આવતા તને ધાસ્તી ન લાગી?"

બીરબલે જવાબ દીધો, "ખુદાવિદ, આપે મને આજ્ઞા કરી હતી કે, 'બીરબલ, આજથી તારે મારી જમીન ઉપર પગ ન મૂકવો' તે પ્રમાણે હું ચાલુ છુ કારણ કે, આ ગાડીની અદર મેં છેક ચીન વિલાયતથી રેતી મગા-

વીને પાથરી છે અને તેની ઉપરજ હું પગ મૂકું છું તેથી તે કાંઇ આપની જમીન ન કહેવાય."

બીરબલનું આવું બોલવું સાંભળી બાદશાહ આનંદ પામ્યો. તેણે બીરબલને માફી બક્ષી પાછો તેના અમલ હોદ્દા ઉપર કાયમ કર્યો.

—∞—

## વાર્તા ૮૯ મી.

### સૌથી ઉજળું શું?

સાંઝની ખાનગી દરબાર ભરાઈ હતી દિવસ ઉનાળાના હતા તેથી ફૂવારા ઉડી રહ્યા હતા પવન મંદમંદ વાતો હતો બાદશાહે ફૂલોના હાર, ગજરા વગેરે મગાવી બધા દરબારીઓને આપ્યા તેમની સુગંધથી બધી જગા સુવાસિક થઈ રહી હતી પ્રસંગ નીકળતા બાદશાહે પૂછ્યું, "મારા વિદ્વાન દરબારીઓ, સૌથી ઉજળું શું?"

એકે કહ્યું, "ખાવિંદ, સૌથી ઉજળું તો દૂધ"

બીજો બોલ્યો, "ઉજળામાં ઉજળુ તો કપાસ"

આ વાતને સૌએ ટેકો આપ્યો. રૂ અને દૂધ એ બેજ વધારે ઉજળી વસ્તુ તરીકે પ્રખ્યાત થયા બીરબલ આટલી વાર સુધી મુગો મુગો બેઠો હતો તે બધાના બોલી રહેવા પછી ધીમેથી ઉઠીને બોલ્યો, "ખુદાવિંદ, સૌથી ઉજળો તો દિવસ."

બાદશાહે કહ્યું, "બીરબલ, દિવસ તે ઉજળો હોય?"

બીરબલ બોલ્યો, 'હા, ખાવિંદ, સૌથી ઉજળો તો દિવસજ"

બાદશાહે કહ્યું, "બીરબલ, સૌથી ઉજળો જો દિવસ હોય તો તેનું મને પારખું દેખાડ."

બીરબલે ઉત્તર દીધો "ખાવિંદ, કાલે બતાવીશ."

પછી કચેરી બરખાસ્ત થઇ. બીજે દિને બપોરના બાદશાહ સુઈ રહ્યા તે વખતે બીરબલ દૂધનો એક કટોરો ભરી તથા કેટલુંક રૂ લઈ મેહેલમા ગયો અને બાદશાહના દીવાનખાનાની બધી બારીઓ બંધ કરી ઉબર આગલજ પેલો દૂધનો કટોરો અને રૂ મૂકી દઈ દરવાજા અલગા બંધ કરી સતાઇ ઉભો. થોડીવાર પછી બાદશાહ જાગી ઉઠીને દીવાનખાનામાં બેસવા આવ્યો. દરવાજો ઉઘાડી અંદર દાખલ થતાજ તેના પગને ઠોકર લાગી અને દૂધનો કટોરો ઢોળાઈ ગયો. બીરબલ તરતજ 'ખમા ખમા' કરતો નીકળી આવ્યો અને બારી બારણા ઉઘાડી નાખ્યા આ જોઇ બાદશાહે પૂછ્યુ, "બીરબલ આનો શો અર્થ? આ બારી બારણા કોણે બંધ કર્યા હતા તથા આ દૂધ અત્રે કોણે રાખ્યુ હતું?"

બીરબલે હાથ જોડી નમ્રતા પૂર્વક કહ્યુ, "ખાવિંદ, કાલજ આપે કહ્યુ હતુ કે, દિવસ ઉજળો છે તે પ્રત્યક્ષ મને બતાવ તેથી મેજ આ યુક્તિ કીધી હતી જો રૂ અને દૂધ બેઉ ઉજળા હતે તો અંધારામાં આપ તેને ઢોળી ન નાખત. તેનો પ્રકાશ તો પડતજ. માટે દિવસ સમાન ઉજળુ બીજુ કાંઈ નથી

બીરબલનુ આવુ બોલવુ સાભળી બાદશાહ આનંદ પામ્યો અને પછી દરબાર વખત બીરબલની વખાણ કરી તેને ઇનામ આપ્યુ.

---

## વાર્તા ૯૦ મી.

### સ્વર્ગ અને નરક.

એક દિવસે બાદશાહે પૂછ્યું, "બીરબલ, સ્વર્ગવાસ કોણ કરેછે અને નરકમાં કોણ પડે છે?

બીરબલે જવાબ દીધો, "ખુદાવિંદ, મૃત્યુની પછી લોકો જેને સારો કહેછે તે સ્વર્ગવાસ પામ્યો અને મરણ પછી પણ લોકો જેને ધિક્કારે અને બુરો કહેછે તે નરકવાસ પામ્યો કહેવાય"

બીરબલના આવા વચનો સાભળી બાદશાહ આનંદ પામ્યો

## વાર્તા ૯૧ મી
### સુખી કોણ?

એક વખતે ભર દરબારમાં બાદશાહે પૂછયું, "બીરબલ, સુખી કોણ?"

બીરબલે જવાબ દીધો, "ખાવિંદ, જીવતુ માણસ કદી પણ સુખી કહેવાતુ નથી માણસ મુવા પછીજ સુખી કહેવાય છે"

બાદશાહે પૂછયું, "તેનુ કાઇ કારણ?"

બીરબલે જવાબ દીધો, "જે માણસ આજે સુખી દેખાય છે તેની ઉપર કાલ કેવી વિપત આવશે તે તે જાણી શકતો નથી તેથી તે સુખી કેમ કહેવાય? વળી બહારથી સુખી દેખાતા માણસનુ અતઃકરણ સુખી છે કે દુ:ખી તે કેમ જણાય? માટે માણસ મુવા પછીજ સુખી કહેવાય છે"

આ સાભળી બાદશાહના મનને આનંદ થયો.

## વાર્તા ૯૨ મી.
### ડાહ્યો અને મૂર્ખ.

એક દિવસે દરબારમા ઇનસાફ થઇ રહેવા પછી બાદશાહે પૂછયું, "અરે બીરબલ, ડાહ્યો કોને કહેવો અને મૂર્ખ કોને કહેવો?"

બીરબલ ઉત્તર આપતાં વિચાર કરે તેમ ન હતો તેણે તુરત જવાબ દીધો, "પોતાની કરેલી યુક્તિમા પાર પડયો તે ડાહ્યો અને જે ફસી પડયો તે મૂર્ખ."

બાદશાહ બધા દરબારીઓ સુદ્ધાં આ સાભળીને આશ્ચર્ય પામ્યો.

---

## વાર્તા ૯૩ મી.

### શિક્ષા કે ઈનામ?

શેહેરમાં એક માણુસ રહેતો હતો તેને વિષે એવી વાત ચાલતી હતી કે, તે માણુસનુ મોઢું સવારના પહોરમા કોઇ જુએ તો તેને આખો દિવસ ખાવાનુ અન્ન નં મલે આ ઉપરથી તે માણુસનું મોઢુ જોવા તો શું પણ તેની સાથે બપોરને વખતે વાત કરવા પણ કોઇ ખુશી ન હતુ આ વાત બાદશાહને કાને આવી તેથી તેણે આ વાતની ખાત્રી કરવાનો ઠરાવ કર્યો એક દિવસે સાજના બાદશાહે તે માણુસને બોલાવી રાજમેહેલમા રાખ્યો બીજે દિને સવારના તેનુંજ મોઢુ જોવા નિશ્ચય કર્યો બીજે દિને બાદશાહે ઉઠતાં પ્રથમ તેનુ મોઢુ જોયુ અને તે દિવસ કેવો ગુજરેછે તે જોવા વિચાર કર્યો તે માણુસ વિષે બોલાતુ ખરૂ છે કે ખોટું તે વિષે પુરતી તપાશ કરવા બાદશાહે ધારીજ મૂકયુ.

જમવાની વેળા થતાંજ બાદશાહ વાસ્તે ભોજનનો થાલ આવ્યો જેવો બાદશાહ જમવા બેશવા ગયો કે, ઉપરથી એક ઢેડગરોલી પડી ઢેડગરોલી પડતાજ તે ખોરાક અપવિત્ર થયો બાદશાહ તુરતજ ઉઠીને ઉભો થયો તેના મનમા ખાત્રી થઇ કે, પેલા માણુસનું મોઢું જોયું તેથીજ આમ થયુ. આવો માણુસ શેહેરમાં તો શુ પણ

આખી દુનિયામાં પણ ન રહેવો જોઇએ આમ ધારી બાદશાહે હુકમ કર્યો, "જાઓ, પેલા માણુસને એકદમ ફાંસી આપો. આવો માણુસ જગત્‌માં રહેવો ન જોઇએ"

પેલા માણુસો તો એને પકડી ચાલ્યા આ વાતની બીરબલને ખબર પડી આ માણુસ વગર અપરાધે માર્યો જાય છે જાણી બીરબલને તેની દયા આવી કોઇ ઉપાય કરી તેનો જીવ તો બચાવવો જાણી બીરબલ તે માણુસની પાસે આવ્યો તેણે તેને હીમત આપીને કહ્યુ, "તું કાંઈ ધાસ્તી ન રાખતો તારો જીવ હુ બચાવીશ. હું કહુંછું તે ધ્યાનમાં રાખી તે પ્રમાણે કરજે ફાસી આપતી વખતે અમલદાર તને પૂછશે કે "તારી કાંઈ ઈચ્છા છે?' ત્યારે તું એટલોજ જવાબ આપજે કે, 'મારૂં મોઢું જોતા તો લોકોને માત્ર અન્નજ ખાવા મળતુ નથી, પરંતુ બાદશાહનું મોઢુ જોતા તો લોકોને ફાસી મળેછે કારણ કે આજ સવારના પહોરમાં જેમ બાદશાહે મારૂં મોઢું જોયુ તેમ મેં બાદશાહનું મોઢુ જોયુ બાદશાહને તો ફકત અન્નજ ન મળ્યુ પણ મે બાદશાહનુ મો જોયુ તેથી મને ફાંસી જવાની વેળા આવી માટે લોકોએ બાદશાહનુ મોઢું સવારના પહોરમાં જોવુ નહીં' ફકત આટલુજ બોલજે."

આમ તેને શીખવી મૂકી બીરબલ ત્યાંથી ચાલતો થયો. પછી જ્યારે તેને ફાસી આપવા લઇ ચાલ્યા અને તેની મરજી જાણવા માગી ત્યારે તેણે બીરબલના શીખવ્યા મુજબ કહ્યું તેનુ સાભળી લઇ અમલદારે તે વાત બાદશાહને જણાવી. આવી વાત સાંભળી બાદશાહ ઉદાસ થયો તેણે તરતજ પેલા માણુસને પોતાની પાસે બોલાવી મંગાવી માફી બક્ષી અને તેને કાઇક પૈસા આપી ત્યાથી રવાના કર્યો.

# વાર્તા ૯૪ મી

## ચતુરાઈની પરીક્ષા.

એક દિવસે બીરબલ આજારી પડયો ત્રણ દિવસ સુધી તેને ખાટલે પડી રહેવુ પડયુ ચોથે દિવસે તે થોડો હુશિયાર થયો. તે દિવસે બાદશાહ પોતે તેની ખબર પૂછવા છડી સ્વારીએ આવ્યો બીરબલનુ શરીર આ જીર્ણ વખતની માદગીથી ઘણુ જ ઘસાઇ ગયુ હતુ. થોડી વાર વાતચીત કર્યા પછી બીરબલને હાજતે જવાનુ થવાથી બીજા ઓરડામા ગયો આ વખતે બાદશાહને વિચાર થયો કે, બીરબલ માદો છે તેથી તેની ચતુરાઇ ઓછી થઇ છે કે નહીં તેની પરીક્ષા જોવી આવા વિચારથી તેણે એક માણસને કહ્યુ કે, બીરબલના પલગના ચારે પાયાની નીચે એકેક કાગલનો કટકો મૂકો બીરબલને ખબર ન પડે તેમ કાગળના કટકા મૂકી દેવામા આવ્યા. થોડીવાર પછી બીરબલ પાછો દિવાનખાનામાં આવ્યો તે આવીને પલગ ઉપર સુતો. બાદશાહ જાણે કાઇ જાણતો ન હોય તેમ આડી આવલી વાતો કરવા લાગ્યો બીરબલ પલગ ઉપર સુતો સુતો ઉપર નીચે જોતો જોતો બાદશાહ સાથે વાત કરવા લાગ્યો તેને આમ જોતો જોઇ બાદશાહે તેમ જોવાનુ કારણ પૂછયુ. બીરબલે જવાબ આપ્યો, "ખુદાવિદ, કાઇક ફેરફાર થયલો દેખાય છે."

બાદશાહે અજાણપણાનો ડોલ ઘાલીને પૂછયુ, "શો ફેરફાર થયો છે?"

બીરબલે ઉત્તર આપ્યો, "કાતો આ પલગ એક કાગલ પુર ઉંચો થયો છે અથવા તો દિવાનખાનાની છત નીચી આવી છે."

બાદશાહે કહ્યું, "બીરબલ, આમતો નબલાઇથી લાગતુ હશે."

બીરબલ બોલ્યો, "ખાવિંદ નબલાઇ હોય તો શું થયુ પણ મારી શુદ્ધી તો ઠેકાણે છે તેથી મે કહ્યુ છે તેમજ છે"

જ્યારે જોયું કે, બીરબલ ચુકતો નથી ત્યારે બાદશાહે પોતે કરેલી યુક્તિ તેને કહી દીધી અને તેની ચતુરાઇની વખાણ કરી પોતે ત્યાથી ઉઠી મેહેલમા આવ્યો.

---

## વાર્તા ૯૫ મી.

### બીરબલને ગાલો.

એક દિવસે બીરબલના કેટલાક શત્રુઓએ મળીને બીરબલના નામની ગાલો એક મોટા કાગલ ઉપર લખી તેને જાહેર જગાએ લગાડયો. આ વાતની ખબર પડતાં બીરબલ તે જગાએ પોતાના કેટલાક માણુસો લઇને ગયો ત્યાં તેના દુશ્મનો તથા દોસ્તો એકઠા મલ્યા હતા. બીરબલે પોતાના એક માણુસને હુકમ કર્યો કે, આ કાગલ ઉચે લગાડેલો તે ઉતારીને થોડો નીચે લગાડ તે પ્રમાણે કરવામાં આવતા બીરબલે કહ્યું, "અત્રે બધા એકઠા થયલા લોકો સાંભલો, આ લખાણુને હુ આપણા વચ્ચેનો કરાર થયલો ગણુ છુ. કરાર ઉંચે હોવાથી બરાબર વંચાતુ ન હતુ તે હવે નીચે આવવાથી બરાબર બધાથી વંચાશે તેથી લોકોએ એમ સમજવુ કે હવેથી લોકોએ પોતાના મનને ગમે તેમ વરતવું અને અમારા તરફથી અમે ગમે તેવી ચાલ ચલાવીશું."

બીરબલ આટલું બોલીને ત્યાંથી જતો રહ્યો. તેના આવા શબ્દો સાભળી લોકોને અમત ધાસ્તી ઉપજી અને

તેના ગયા પછી તરતજ લોકોએ મલી તે કાગલ ફાડી નાખ્યો. તે દિવસ પછી બીરબલની તરફ શત્રુતા રાખવી લોકોએ મૂકી દીધી.

---

## વાર્તા ૯૬ મી.

### બે જણે સાથે આવવું.

દિલ્હીમાં એક મોટા વેપારીને ઠગવાનો વિચાર કોચીના બે સાહુકારો કર્યો. કેટલાક કીમતી દાગીના લઇ તેઓ વેપારીને ત્યાં જઇને બોલ્યા, "શેઠ સાહેબ, આ દાગીના અમારે વેચવાના છે, તે બજારમા દેખાડી વેચી આપશો તો મેહેરબાની થશે"

પેલા વેપારીએ દાગીના જોઇ કહ્યુ, "ઠીક છે, તમે બપોરના આવજો. આપણે બેચાર જણાઓને દેખાડી એની કીમત કરાવીશુ "

પેલા ઠગોએ કહ્યુ, "શેઠ, આ દાગીના તમારી પાસે રાખો અમે બપોરના આવીશું પણ અમે બેઉ જણા સાથે આવીએ તોજ આપશો."

પેલા વેપારીએ તો તે દાગીના રાખ્યા. પેલા બેઉજણા ત્યાથી થોડે દૂર જઇને ઉભા, અને એક પેલા વેપારી પાસે આવી બોલ્યો, "શેઠ, દાગીના હાલ અમને આપો. અમે બપોરના લઇ આવીશુ "

શેઠે પૂછ્યુ, "પેલો તમારો સોબતી ક્યા છે ?"

પેલા ઠગે આગળીથી દેખાડીને કહ્યુ, "પેલો રહ્યો, ત્યા ઉભો છે"

શેઠે જોયું તો બીજો ઠગ ત્યાંથી થોડે દૂર એક ગલીના નાકા આગળ ઉભો રહી કોઇની સાથે વાત કરતો હતો. એટલે શેઠે તો તેને દાગીના આપી દીધા. વેપારી

પોતાના બીજી કામમાં લાગ્યો અને તે દાગીના બાબત ભૂલી ગયો આ તરફ બપોર થતાંજ બીજો ઠગ પેલા વેપારી પાસે આવીને પોતાના દાગીના માગવા લાગ્યો. વેપારીએ કહ્યુ કે તમારો ભાઇ સવારનાજ તે પાછા લઇ ગયો છતાં તમે શાના માગો છો ?

બીજા ઠગે કહ્યુ, "શેઠ, એમ અમારી સાથે નહીં ચાલે. અમે સવારનાજ તમને કહ્યું હતુ કે, અમે બેઉ જણા સાથે આવીએ ત્યારેજ દાગીના આપશો તે છતા તમે એકલાને આપવાનું કહોછો એ કાઇ લાયકી નહી આમ કદી પણ બનેજ નહીં. મને મારા દાગીના આપો. બીજી વાત હુ સમજતો નથી"

વેપારીએ કહ્યુ, "તમે પેલી ગલીના નાકા ઉપર ઉભા હતા તે વખતેજ તમારો ભાઇ આવી લઇ ગયો છતાં ગલે પડોછો એ શુ ?"

ઠગે કહ્યુ, "મે કાઇ મારા ભાઇને દાગીના લઇ આવવા કહ્યુ ન હોતુ કે, તે લઇ જાય. આતો તમે ખાઇ જવાની વાત કરો છો પણ તે વાત મારી પાસે ચાલવાની નથી મને મારા દાગીના આપો નહીં તો હુ ફરીઆદી કરીશ તેમા તમારી આબરૂ રહેવાની નથી"

આ પ્રમાણે તેમને તકરાર થવા માંડી વેપારીએ આખરે કંટાલીને કહ્યુ, "મારી પાસે તારૂ માગતુ કાઇ નથી, તારાથી થાય તે કરી લે"

પેલો ઠગતો તરતજ બીરબલ પાસે ફરીઆદ કરવા ગયો. બીરબલે તેની હકીકત સાભળી લઇને પેલા વેપારીને બોલાવો મગાવ્યો વેપારીને પૂછતા તેણે બનેલી બધી વાત કહી સભળાવી, પોતાના બોલવાને ટેકો આપવા ચાર-સારા આબરૂદાર વેપારીઓની સાક્ષી આપી. બીરબલની ખાત્રી થઇ કે, ફરીઆદ કરનાર માણસ લુચ્ચો

છે પણ તેના પુરાવા વગર કાંઇ શિક્ષા થાય નહીં તેથી તેને કહ્યું, "તમે દાગીના આપતી વખતે એમ કહ્યું હતું કે બેઉ જણ સાથે આવીએ ત્યારેજ દાગીના આપવા તે વાત ખરી ?"

પેલાએ જવાબ દીધો, "હા, સાહેબ, એ વાત ખરી છે"

બીરબલે કહ્યું, "ઠીક છે ત્યારે તમારા પેલા બીજા માણસને બોલાવી લાવી તમારા દાગીના લઇ જજો"

પેલો ઠગતો ત્યાથી જતો રહ્યો બીરબલે પેલા વેપારીને કહ્યું કે, હવે જો આ માણસ તમારી પાસે દાગીના માગવા આવે તો તેને પકડીને મારી પાસે લાવજો. પછી આપણે જોઇ લઇશુ, જો કદાચ બેઉ જણા સાથે આવે તો તો બહુજ સારૂ.

આમ કહી બીરબલે પેલા વેપારીને જવાની રજા ને દહાડા પછી તે ઠગોએ પેલા વેપારીને પોતાનુ મોઢુ સુદ્ધા ન બતાવ્યુ

---

## વાર્તા ૯૭ મી.

### નસીબ સરસ કે ઉદ્યોગ.

એક દિવસે દરબાર ભરાઇ હતી. બધા દરબારીઓ હાજર હતા ગામ ગપાટા ચાલતા હતા. નાચરંગ ચાલી રહ્યો હતો. અતર ગુલાબ ઉડી રહ્યા હતા. મંદ મંદ પવન વાઇ રહ્યો હતો દરબાર પુરી થતાજ બધા ઉઠવાનુ કરતા હતા એટલામા બાદશાહે પૂછ્યુ, "નસીબ સરસ કે ઉદ્યોગ"

બધા દરબારીઓ એક અવાજે બોલી ઉઠયા, "ખાવિંદ ઉદ્યોગ સરસ"

પણ બધાના વિચારોથી બીરબલ જુદો પડીને બોલ્યો, "ખાવિંદ, ઉદ્યોગ કરતાં નસીબ વધારે સરસ છે."

બાદશાહે પૂછયું, "નસીબ ઉપર આધાર રાખી બેસી રહી ઉદ્યોગ ન કરો ને જુઓ કે ખાવાનું મળે છે?"

બીરબલે કહ્યું, 'ખાવિંદ, ગમે એટલો ઉદ્યોગ કરો પણ નસીબમાં ન હોય તો કાંઇ મળે નહીં માટે નસીબજ સરસ છે"

આ સાંભળી એક દરબારી બોલ્યો, "ખાવિંદ, બીરબલની ખાત્રીજ હોય કે, નશીબ સરસ છે તો તેને કાંઇ તેની પાસે પુરાવો હશે'

બાદશાહે કહ્યું, "હા, બીરબલ, તેનો કાંઇ પુરાવો હોય તો લાવ નહી તો નસીબ સરસ તે પુરવાર કરી આપ"

બીરબલે કહ્યું, "ખાવિંદ, આવા પુરાવા કાંઇ સાથે રાખીને ફરાય છે? કોઇ દિવસ બતાવી આપીશ"

આ વાત તે વખતે તો બંધ પડી થોડા દિવસ પછી સાંજને વખતે બાદશાહ પોતાના ખાસ દરબારીઓને લઇ જમના નદી ઉપર સહેલ કરવા નીકળ્યો ખાસ મછવો તૈયાર થતાજ તેમા બધા બેઠા થોડી વાર વાતચીત થયા પછી બાદશાહ પાછો પોતાની અસલ વાત ઉપર ઉતર્યો નશીબ અને ઉદ્યોગની વાત તેણે પાછી કહાડી. તે બોલ્યો, "કેમ બીરબલ, નસીબ કરતા ઉદ્યોગ સરસ છે એ વાત હજી પણ કબૂલ છે કે નહીં?"

બીરબલ તો પોતાના એકજ બોલને વળગી રહ્યો આ ઉપરથી બાદશાહને ક્રોધ ચઢયો તેણે પોતાના હાથમાની ખાસ સીલની વીંટી ઉતારીને પાણીમા નાખી દેતા કહ્યું, 'બીરબલ, જો તારા નસીબને જોરે આ-વીંટી એક મહિનાની અંદર મને ન મળી તો તારૂં મોત આવ્યું સમજજે. તારૂં માથું કપાવી નાખીશ"

બાદશાહનું આવું ક્રોધ યુક્ત બોલવું સાંભળી બધા

દરબારીઓ થરથર ધ્રુજવા લાગ્યા બીરબલ પણ ચુપજ બેઠો રહ્યા બાદશાહે મછવા પાછો ફેરવ્યો. જે ઠેકાણે બાદશાહે વીટી નાખી દીધી હતી તે ઠેકાણે પાણી ઘણુજ ઉંડુ હતુ બધા કિનારે ઉતર્યા બીરબલનુ મૃત્યુ નજીક છે એવી દરેકની ખાત્રી થઇ આ વીટી પાછી મલવી મુશ્કેલ છે એમ બધાને લાગ્યુ કિનારે ઉતરતાજ બાદશાહ મેહેલમા ગયો અને બીરબલ તે વીટી મેલવવા કાંઇ ઉપાય ન કરે તેથી તેની પાછલ સોપાઇઓ રાખ્યા હવે તો જે બને તે ખરૂ જાણી બી મલ પોતાના નસીબ ઉપરજ ભરોસો રાખી બેગી રહ્યો આ પ્રમાણે લગભગ એક મહિનો પુરો થવા આવ્યો તે વખતે બાદશાહે પૂછ્યુ, "બીરબલ, વીટી મળી? મહિનો પુરો થવાને હજી ત્રણ દિવસ છે હજી પણ કબૂલ કર કે ઉદ્યોગ સરસ જો ઉદ્યોગને કબૂલ કરે તો તને કરેલી શિક્ષા માફ છે"

બીરબલે કહ્યુ "ખાવિંદ, નસીબ કરતા ઉદ્યોગ કદી પણ સરસ થઈ શકેજ નહીં હજી ત્રણ દિવસ છે માટે તેટલી વારમા કોણ જાણે શુ નુ શુ થઈ જાય"

આ વખતે બાદશાહના ક્રોધમા ઘટાડો થવાને બદલે ઉલટો વધારો થયો ત્રણ દિવસ પુરા થતાજ ચોથે દિવસે બાદશાહે બીરબલને બોલાવી મગરુર પોતાની વીટી માગી બીરબલે કહ્યુ, "ખાવિંદ, મારા નસીબને યોગે તે વીટી મને મલી નથી"

બાદશાહે ક્રોધ કરીને કહ્યુ, "ત્યારે તો બીરબલ, હવે મરવાને તૈયાર થા"

બીરબલ તો મરવાને તૈયારજ હતો બાદશાહે હુકમ કરવાથી સીપાઈઓએ બીરબલને પકડીને કેદ કર્યો. હજી પણ બીરબલ ઉપર દયા આવતા બાદશાહે પૂછ્યું,

"બીરબલ, હજી પણ કબૂલ કર કે, નસીબ કરતા ઉદ્યોગ સરસ છે, ઉદ્યોગ કરતા નસીબ સરસ નથી"

બીરબલે કહ્યુ, "ખાવિંદ, મરતા માણસને શા માટે હેરાન કરો છો? એકદમ હુકમ કરો કે, મને ગરદન મારે. ફોકટમા શા માટે રીબાવો છો"

બાદશાહે કહ્યુ, "તેમજ થશે, તુ જોયા કર"

સીપાઇઓને બાદશાહે નીશાન કીધા તેથી તેઓ તેને પકડીને દરબારના ચોકમા લઇ ગયા ત્યા બીરબલને ફાંસી આપવા માટે કાગાનુ લાકડુ ઉભુ કરવામા આવ્યુ હતુ બીરબલને થતી શિક્ષા જોવાને હજારો લોકો એકઠા થયા હતા બીરબલ આવી રીતે ફોકટ મર્યો જતો હતો તે જોઇ લોકોનો મોટો ભાગ દલગીર હતો બીરબલના પ્રધાનપણામા રૈયત સુખી હતી તેથી તેને વિષે લોકોને લાગણી થઇ આવી હતી બીરબલના કુટુંબના માણસો એક બાજુ ઉભા રહી રડતા હતા કેટલાક લોકો તેમને દીલાસો આપવા લાગ્યા હતા બીરબલને લાવી માંચડા ઉપર ઉભો કર્યો. ત્યા જલ્લાદે તેની છેલ્લી શી ઇચ્છા હતી તે વિષે પૂછ્યુ બીરબલ તેનો જવાબ આપવા જતો હતો એટલામા જાણે જમીનમાથી નીકળી આવ્યો હોય તેવો એક ફકીર બીરબલની સામે આવી ઉભો અલ્લાને નામની બાંગ પુકારીને તે બોલ્યો, "અરે, બીરબલ, તારા નસીબ યોગે તને આજે ફાંસી જવાની વખત આવી છે માટે એક સવાબનુ કામ કરતો જા આ પ્રભાતનો પહોર છે તે વખતે ભોજન જેવુ બીજુ દાન એકે નથી મને ભૂખ લાગી છે, માટે એક સારી જેવી મછલી લઇ મને તુ તારે હાથે રાંધી ખવરાવ"

આ સાંભળી બીરબલે કહ્યું, "ફકીર મોલા, આ તે કેવી વાત! હુ એક પવિત્ર હિંદુ તેમા વળી ઉચ્ચવર્ણનો

બ્રાહ્મણ થઇ તને માછલી રાંધીને ખવરાવું એ તે કદી બને ?"

ફકીરે કહ્યુ, "બીરબલ, મરતી વખતે મારી ઇચ્છા તું પૂર્ણ કરીશ તો તારૂ તેમજ તારા બાલ બચ્ચાનું કલ્યાણ થશે"

બીજા કેટલાક ત્યા ઉભા હતા તેમણે પણ કહ્યુ, "બીરબલ, તમારી છેલી પળ છે તે વખતે આ ફકીરની દુવા લેશો તો તમારા બાલ બચ્ચા સુખી થશે"

કેટલીક આનાકાની કર્યા પછી બીરબલે તે વાત કબુલ કીધી એક જણુ દોડયો તે એક માછીમારને માછલીની ટોપલી સુદ્ધા ત્યાં બોલાવી લાવ્યો તેમાથી એક સારી જેવી માછલી શોધીને બીરબલે તેના પૈસા આપી દીધા પછી છરી લઇ પેલી માછલીને ચીરવા માંડી પેટ ચીરાતાજ અંદરથી કાંઇ કઠણ ચીજ બહાર નીકલી પડી બીરબલે તે ચીજ ઝડપી લઇને જોઇતો બાદશાહની રાજમુદ્રા ! બાદશાહ બારીમા ઉભો રહી બીરબલને અપાતી ફાંસી જોતો હતો ફકીર તથા બીરબલની વાતો તેણે સાંભળી ન હતી પણ બીરબલને માછલી સમારતા તો તેણે દીઠો પણ એટલામાતો માછલી સમારતી અંગુરી મૂકી એકદમ ઉઠી ઉભો થયો ઉભો થઇ પેલા ફકીર તરફ જોવા ગયો તો ફકીર ત્યાંથી જતો રહેલો માલુમ પડયો. અમલદારો જેઓ બીરબલને ઘેરીને ઉભા હતા તેમને બીરબલે કહ્યું, "મારી ઇચ્છા એવી છે કે, મને એક વાર બાદશાહ આગલ લઇ જાઓ."

માછલીના પેટમાથી કાંઇ ચીજ નીકલી એટલુ જ આસપાસ ઉભેલા લોકોએ જાણ્યુ, પણ તે ચીજ કોઇએ દીઠી નહીં. અમલદારો તો બીરબલની ઇચ્છા પ્રમાણે તેને

બાદશાહ આગળ લઇ ગયા 'ઉદ્યોગ સરસ છે' આમ કબૂલ કરવા બીરબલ હવે આવે છે એમ બાદશાહે ધાર્યું પણ હવે તેને ક્ષમા નજ કરવી આમ બાદશાહે નિશ્ચય કર્યો હતો બીરબલે બાદશાહની નજીક આવતાં સલામ કીધી બાદશાહે કહ્યુ, "બીરબલ, હવે આજીજી કરવી ફોકટ છે 'ઉદ્યોગ મોટો' કહે તો તે પણ હવે નિરર્થક છે"

બીરબલે કહ્યુ, "પણ ખાવિંદ, હું ક્યા ઉદ્યોગને સરસ કહુ છુ ? હુ તો નસીબજ સરસ જાણુ છું તેથીજ આપની પાસે આવ્યો છુ."

બાદશાહે આશ્ચર્ય પામીને કહ્યુ, "ત્યારે મારી પાસે આવવાનુ કાઇ કારણ?"

બીરબલે નમ્રતાથી જવાબ આપ્યો, "ખાવિંદ, કારણ એટલુજ કે, નસીબ સરસ છે તે આપની પાસે કબુલ કરાવવા."

બાદશાહે પૂછ્યુ, 'એટલે?'

બીરબલે જવાબ આપ્યો, "એટલે એજ કે આ રહી આપની રાજમુદ્રા!'

બાદશાહે આશ્ચર્ય પામી તે વીટી હાથમા લઇને જોઇ તો પોતાની તેજ રાજમુદ્રા જણાઇ બાદશાહે તે ફેરવી ફેરવીને જોઇને કહ્યુ, "બીરબલ, આ વીટી ક્યાથી આવી?"

બીરબલે કહ્યુ, "ખાવિંદ, મારા નસીબના યોગે તે મળી છે જો નસીબ સરસ નહોત તો વીટી મને મળત નહી"

આમ કહી બનેલી બધી વાત બાદશાહને કહી સભળાવી બીરબલની વાત સાભળી બાદશાહ વધારે આશ્ચર્ય પામ્યો તેજ વખતે બીરબલને ફાંસી આપવાને બદલે એક કીમતી પોશાક તથા દશ હજાર અશરફીઓ બે-

ટની આપી. ચોકમા લોકોને આ વાતની ખબર મલી એટલે તેમણે પણ ખુશાલી દર્શાવી બીરબલના કુટુમ્બના માણુસોને બોલાવી બાદશાહે એકેક પોશાક આપ્યો બાદશાહે દરબારીઓ સુદ્ધા નસીબની સરસાઇ કબૂલ કીધી ગમે એટલો માણુસ ઉદ્યોગ કરે તો પણ નસીબમા હોય તેટલુજ મલે તેમ એકલા નસીબ ઉપર ભરોસો રાખી ઉદ્યમ ન કરવાથી પણ નસીબ નથી ફલતો નસીબ અને ઉદ્યોગ બેઉ એક બીજાને મદદ કરે છે

## વાર્તા ૯૮ મી.

### કેરીની ચોરી.

એક દિવસે દરબારમા કેશવા નામના ખેડુતે આવી એવી ફરીઆદ કરી કે, શેહેરથી એક ગાઉ દૂર એક મોટુ આબાનુ ઝાડ છે આ ઝાડને મે પાણી પાઇ મોટુ કર્યુ છે એની પાછલ મે સાત વરસ સુધી મહેનત કરી છે. ઓણુ સાલ એને કેરીઓ લાગી છે તે જેઠ પેમલો નામનો મારો એક પાડોશી ગલે પડે છે કે એ આબો તેનો છે માટે સાહેબ, આ વાતનો તમે ઇનસાફ કરી આપો તો બહુ સારૂ

કેશવા પટેલની વાત સાભળી બીરબલે તેને બીજે દિને દરબારમા આવવાનુ કહી રજા આપી પછી પેમલા પટેલને બોલાવીને આબા વિષે હકીકત પૂછી પેમલાએ કહ્યુ, "સાહેબ, આ આબો તો મારો છે મે એને સાત વરસ સુધી પાણી પાઇ મોટો કર્યો છે હાલ કેરીઓ આવી છે તેથી કેશવાની તો દાનત બગડી છે તમે માબાપછો ગમે તેને અપાવો પણ વાજબી રીતે જોતા તો આબો મારો છે"

બીરબલે પૂછ્યું, "ત્યારે હાલ ત્યા ચોકી કોણ કરેછે?"

પેમલાએ કહ્યુ "એક ચોકીદાર રાખ્યો છે તે ચોકી કરે છે, અને હું ત્યા દરરોજ ખબર કાઢવા જાઉં છુ તેમજ કેશવો પણ આવે છે"

બીરબલે પેલા ચોકી રાખનાર માણસને બોલાવી મગાવી પૂછ્યુ, 'જે આબાની તમે ચોકી કરોછો તેનો માલેક કોણ છે?"

ચોકી રાખનારે કહ્યુ, "સાહેબ, મને તો હાલ બેજ માસ થયા રાખવામા આવ્યો છે અને કેશવ તથા આ પટેલે મળીને બેઉ જણે મને રાખ્યો છે બીજુ કાઇ હું જાણતો નથી"

થોડીવાર વિચાર કર્યા પછી બીરબલે પેમલા પટેલને જવાની રજા આપી અને પેલા ચોકીદારને ત્યા બેસાડી રાખ્યો સાજ પડી એટલે બીરબલે ચોકીઆતને કહ્યુ, આજ રાતના કેશવા તથા પેમલા પટેલને ત્યા તારે જવુ અને કહેવુ જે, 'આપણે આબે કોઇ હરામખોરો આવ્યા છે તેઓ હથિયાર બધ છે તેથી જોર જુલમથી કેરીઓ પાડી જાય છે માટે રક્ષણ કરવા આવો' આમ બેઉ જણા ને ત્યા કહીને તારે ચાલ્યા જવુ વધારે ઓછુ નાઇ બોલવુ નહીં મારા બે સીપાઇઓ તારી સાથે આવશે"

આમ કહી તેને સીપાઇઓના સ્વાધીનમા સોપ્યો સીપાઇઓને શીખવી મૂકયુ હતુ કે તમે બેઉ જણાના ઘર આગલ બેસી રહી ત્યા થતી વાત તથા બનતો બનાવ સાભળજો રાત પડતાજ ચોકીઆત તથા બે સીપાઇ પહેલા કેશવાને ઘરે ગયા કેશવો પટેલ ઘેર ન હતો તેથી તેની બાયડીને કહ્યુ, "પટેલ આવે ત્યારે આબે મોકલજો. હરામખોરો કેરીઓ પડાવી જાય છે."

પટેલણે કહ્યું. "ઠીક છે, ઘેર આવશે ત્યારે કહીશ."

એક સીપાઇ ત્યાંજ સંતાઇને બેસી રહ્યો. બીજો સીપાઇ પેમલાના ઘર તરફ ગયો ત્યાં પણ ચોકીઆતે ઉપર મુજબ કહીને ચાલતો થયો. સીપાઇ એક બાજુ બેસી રહ્યો. થોડી વારમાજ કેશવો ઘેર આવ્યો. તેને બાયડીએ આંબાના સમાચાર કહ્યા. આ સાંભળી કેશવો બોલ્યો, "એ આંબો કાંઇ આપણો નથી. ભલેને હરામખોરો માલ લઇ જાય એતો હું પેમલાને ગલે પડયોછું. જો મલશે તો કેરીઓ ખાઇશું, નીકર આપણા બાપનું કાંઇ જવાનું નથી. આ અંધારી રાતના તે કોણ જાય" આમ બોલી તે જમવા બેઠો. સીપાઇ બહાર બધી વાત સાંભળતો હતો તે સાંભળીને ત્યાંથી ઉઠી નીકલ્યો.

હવે જ્યારે પેમલો ઘેર આવ્યો ત્યારે તેની પટેલણે પણ તેને આંબાની વાત કહી. આ સાંભળી પેમલાએ તરતજ હથિયાર બાંધી લીધાં અને જવાને તૈયાર થયો. તે જોઇ પટેલણે કહ્યું, "જમીને તો જાવ."

પટેલે કહ્યું, "જમવાનું પછી પણ થશે, પણ આ હરામખોરો મારી સાત વરસની મહેનતનું ફળ લઇ જાય તે મને કેમ પરવડે. હું થોડીવારમાજ પાછો આવીશ."

આમ કહી અંધારી રાતમાં તે નીકલી ગયો. સીપાઇ તેના ગયા પછી ત્યાંથી ઉઠી આવ્યો. બેઉ જણે બનેલી હકીકત બીરબલને કહી સંભળાવી. બીજે દિને બેઉ પટેલો હાજર થયા. બીરબલે વધારે ખાત્રી કરવા માટે કહ્યું, "આ આંબાના માલેક તમે બેઉ જણાઓછો માટે મારો એમ વિચાર થાય છે કે, હાલ જેટલી કેરીઓ આવી છે તેટલી બધી ઉતરાવી લઇ તમો બને જણને વહેંચી આપવી તથા ઝાડને કપાવી નાખી બેઉને અરધો અરધો

લાકડું આપવું માટે એક જણે મરી કેરીઓ ઉતરાવી અને લાકડુ કપાવવું"

આ સાભળી કેશવો પટેલ આનદ પામ્યો પણ પેમલાનું મોઢુ ઉતરી ગયુ તેણે હાથ જોડીને કહ્યું, "મા-બાપ, કેરીઓ હજી કાચી છે માટે કાઇ કામમા આવવાની નથી, તેમ આમો કપાવી નાખે કાઇ હાથમા આવવાનુ નથી આપની જો આવીજ મરજી હોય તો આમો તથા કેરીઓ કેશવાને આપો મને કાઇ જોઇતુ નથી પણ કાચી કેરીઓ ઉતરાવી આમો કપાવશો નહીં"

આમ બોલી પેમલો ચુપ રહ્યો આ જોઇ બીરબલની ખાત્રી થઇ કે, આમો પેમલાનોજ છે આ કેશવો તો ખોટા ગળે પડે છે. જેનો માલ બગડતો હોય તેને પેટમાં દાઝે, બીજાને તેમા શુ ?

પછી સીપાઇઓને હુકમ કર્યો કે, કેશવાને માર મારો એટલે તરતજ કેશવો હાથ જોડીને બોલ્યો, "મહારાજ, મને મારશો નહીં આમો કેશવાનો છે હુ તો ગલ પડતો હતો"

પછી બીરબલે પેમલાને આબાનો માલેક ઠરાવી કેશવાને યોગ્ય શિક્ષા કીધી

---

## વાર્તા ૯૯ મી.

### સૌથી વહાલી ચીજ.

એક દિવસે બાદશાહ પોતાની માનીતી રાણી ઉપર ગુસ્સે થયો. ગુસ્સાને ગુસ્સામાં રાણીને તેણે હુકમ કર્યો કે, તારે આજને આજ મારા મહેલમાંથી નીકલી જઇ તારા બાપને ઘેર જઇ રહેવુ. બાદશાહનો આવો હુકમ સાંભળી રાણી ઘણી દલગીર થઇ, તેણે બાદશાહના ઘણા કાલાવાલા

કર્યાં પણ બાદશાહ કેમે કરતા સમજ્યો નહીં આખરે રાણીએ બીરબલની સલાહ લેવા વિચાર કર્યો પોતાના દીવાનખાનામા બીરબલને બોલાવી મંગાવી રાણીએ બાદશાહનો હુકમ કહી સંભળાવ્યો બીરબલ રાણીને એક યુક્તિ બતાવી, ત્યાથી જતો રહ્યો રાણીને તે યુક્તિ પસંદ પડી. પોતાના માણસોને બોલાવી રાણીએ પોતાનો થોડો સરસામાન બધાવી પછી બાદશાહને તેડુ મોકલ્યુ મીઠા સરબતનો એક પ્યાલો તૈયાર કરી તેમા કશી વસ્તુ નાખી તે તૈયાર કર્યો બાદશાહ આવ્યો એટલે રાણીએ ફરીથી થોડા કાલાવાલા કર્યા બાદશાહે તેના કાલાવાલાથી પીગલી ન જતા કહ્યુ, "મારો હુકમતો હુ કદી પણ ફેરવવાનો નથી પણ આ મહેલમાથી તારે મન ગમતી ચીજ તને લઈ જવા હુકમ આપુછુ "

આ સાભળી રાણી જાણે ઘણીજ દલગીર થઇ હોય તેવી દેખાઇને બોલી, 'ખાવિંદ, જ્યારે આપની મરજી એવીજ છે ત્યારે મારા હાથનુ સરબતનુ એક પ્યાલુ પી જાઓ આપના દર્શન પાછા મને કાણ જાણે ક્યારે થશે"

બાદશાહે આ ચરિત્રથી ભોળવાઇને સરબતનો પ્યાલો પીવા હા પાડી રાણી તરતજ પ્યાલા ભરી આપી બાદશાહ કાંઇપણ શંકા વગર તે પ્યાલો પીગયા અને થોડીવારમાજ તેની કેફથી ઊંઘમા પડયો રાણીએ પોતાના માણસો તૈયાર રાખ્યા હતા તેમણે બાદશાહને પાલખીમાં સુવરાવી રાણીને બીજી પાલખીમા બેસાડી તે મહેલમાથી બહાર નીકળ્યા રાતો રાત મુસાફરી કરી સવારના પહોરમા રાણીના બાપને ઘેર પહોચ્યા બાદશાહને એક પલંગ ઉપર સુવરાવી રાણી પોતે તેની ચોકી કરતી બેઠી. કેફ ઉડી જતાજ બાદશાહ જાગ્યો ઉઠીને જુએ છે તો પોતાનો મહેલ ન મલે. કોઈ પારકા ઘરમાં આવી પડેલો